ગુણગાન તે ખરૂં અમૃતપાન છે, એ વસ્તુને આજે શ્રીહરિ સિદ્ધ કરી બતાવશે. પછી—

જયદેવજીને દયા આવી, લીધો રાજા છાતીથી લગાવી;
કરી યુક્તિ તુરત મનભાવી રે, નાર. નાર રે !૦

૫૬

ભૈરવી, 'પ્યારા પ્રભુ' એ રાગ

ગુરુ ઉરે નૃપની દયા આવી, આવી દયા જોઇને હયા આવી,
જોઇ ઘણી રાણી ગભરાણી, જાય તજાવી આશા ઉપજાવી.
ગીતગોવિંદની અષ્ટપદીઓ, શરૂ કરી ગાવી સુતાન લગાવી,
જય જયદેવ વધા જયદેવ કે, જયદેવે કર્યો ન તાવી સતાવી.

મહાકવિ જયદેવે પોતાની મૃત પ્રિયાને ઉદ્દેશી સંબોધ્યું:–'પ્રિયે ! ચારુ શીલે !' આમ સંબોધી જેવી ઉઠાડવા માંડી કે તુરતજ—

સજીવ થઈ સતી પુનિત પદ્માવતી,
થઇ જગચાવી શ્રીપતિએ બચાવી.
ગીત ગોવિંદ પતિ સંગ ગાયું,
બહુ પ્રેમ લાવી બહુ બહુ મ્હલાવી.

આ સાથે ઉપરનું પદ અહીં લગાડી દેવું યોગ્યજ છે:—
હે સજ્જનો! ગોવિંદના ગુણ ગાઓ, થાઓ સહુને સુખકારીરે.

તે પછી જયદેવ સ્વામી ત્યાંથી રજા લઇ આનંદપૂર્વક પોતાના મૂળસ્થાને જઇ રહ્યા.

૫૬

'એસી ચતુર નાર' એ રાગ

કુંડબળ એ નામ પોતાનું ગામ, ઘણા ગાઉ દૂર ગંગાનું ધામ;
તોયે નિત્ય સ્નાન કરવા કવિ જાએ. કુંડબળ૦
થયા વૃદ્ધ દેહે ગંગાએ સ્નેહે,
કહ્યું મન છે વિશુદ્ધ હવે રહો સ્વગેહે;
વધા પોતે નિયમ નહિ સુજથી મુકાએ. કુંડબળ૦
વધાં ગંગા માત, નહિ માનો વાત,
તો હું આવી રહીશ ઘર સમીપ ભ્રાત;
પૂછ્યું પ્રેમ સાથ પોતે બનશે કદા એ. કુંડબળ૦

વધાં ગંગા માત વિમળ, ખીલે જ્યારે કમળ,
મ્હારા જળમાં તે દિન ખળળળ;
આવીશ તમારે સ્થળ ઘણા દિન નહિ જાયે. કુંડળ૦

આ પોતે આપેલા વચન પ્રમાણેજ ગંગાજી જયદેવના ઘર સમીપ સદાને માટે પધાર્યાં. આમ સ્વદેશવાસીઓને પણ તે મહાકવિએ સદાને માટે તાર્યાં અને કંઈકનાં મન વિશુદ્ધ કર્યાં. આમ જે અનેકને તારનાર બન્યા તે પોતે તરી જાય એમાં શું આશ્ચર્ય હોય ? માટે આપણે પણ એમના જેવા થઇએ, એમની પેઠેજ વર્તીએ અને એમના જેવીજ ચાહના કરીને—

હે સજ્જનો ! ગોવિંદના ગુણ ગાઓ, થાઓ સૌને સુખકારીરે.
દુષ્ટ દુષ્ટતા ન મૂકે, સાધુ સાધુતા ન ચુકે.
અન્તે પતિથી છે કદર થનારી રે.

જયદેવ કવિ સદાકાળ ભજનજ કર્યા કરતા તેથી સત્ય સિદ્ધ થયું કે 'तत्रैव गंगा०' ઇત્યાદિ. हरि ॐ तत्सत् ।

